# વ્યવહાર નીતિ



શાળોપયોગી

# વ્યવહાર નીતિ

—પ્રગટ કર્ત્તા—

જીવરામ વેલજી જોષી

મુ. ઊના—કાઠીયાવાડ.

પ્રથમાવૃત્તિ — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦ — ઈ૦ સ૦ ૧૯૨૪



ભાગ્યોદય પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડિયા—અમદાવાદ.

કીંમત બે આના.

# પ્રસ્તાવના

ચારિત્ર સર્વ વસ્તુમાં શ્રેષ્ઠ છે. માણુસ ધનવાન વિદ્વાન કે છત્રપતિ હો પણુ એ ચારિત્રવાન ન હોય તો, વાસ્તવિક રીતે માનનીય ગણી શકાય નહિ. બીજી રીતે કહીએ તો નીતિમય કુશળતાએ દુનિયામાં અનુપમ સદ્‌ગુણ છે. એવી વ્યવહાર કુશળતા વગરના ભણેલાઓની વેદિયામાં ગણુત્રી થાય છે. એટલું જ નહિ પણ દરેક પ્રસંગે ઠોકર ખાઈ પસ્તાવાનો પ્રસંગ પ્રાપ્ત કરે છે. વળી એવા માણુસને માટે આપણામાં બોલાય છે કે "ભણ્યો પણ ગણ્યો નહિ" એ કહેવતથી જણાય છે કે વ્યવહાર કુશળતા કેટલી જરૂરની છે. વ્યવહાર કુશળ માણુસ દુનિયામાં લોકપ્રિય થઈ, પોતાના દરેક કામમા ફતેહ મેળવે છે જેણે માત્ર બુદ્ધિ કેળવી હોય, અને શરીર પ્રત્યે બેદરકારી રાખી હોય તો, એવો વિદ્વાન માણુસ શારીરિક કામને માટે લાયક બનતો નથી. તેમજ જેણે માત્ર શરીર કેળવ્યું હોય, પણ બુદ્ધિ કેળવી ન હોય, અથવા તો શરીર અને બુદ્ધિ બંને કેળવ્યાં હોય, પણ જો તેને નૈતિક કેળવણી ન મળી હોય તો વાસ્તવિક રીતે તેને કેળવાએલો કે વ્યવહાર કુશળ કહી શકાય જ નહિ. વ્યવહાર શૂન્ય વિદ્વાન કરતાં, વ્યવહાર કુશળ અભણ વધારે પ્રસંશાને પાત્ર છે.

જીવન ચારિત્રમય બને, એવી વ્યવહાર કુશળતાના સંસ્કારો બાળપણથી દાખલ થાય એ વધારે ઇષ્ટ છે. વ્યવહાર નીતિજ શીખવનારૂં કોઈ સ્વતંત્ર પુસ્તક, બાળકોને ઉદ્દેશીનેજ રચાયું હોય એવું જણાતું નથી. આથી બાળકો એક દુનિયાદારીના મહત્વપૂર્ણ વિષયમાં અજ્ઞાન રહી જવા પામે છે. જેથી તેમને મોટપણે વ્યવહારમાં પડયા

પછી, કેટલીક ખરાબ આદતોને લઇ, મુશ્કેલીમાં ઘસરડાવું પડે છે અને તેથી તેમનાં જીવન કલેશમય બને છે.

આ ન ઇચ્છવા લાયક બાબત અટકે, અને શરીર કેળવી દરેક કામને લાયક બને, એવા હેતુથી આચાર વ્યવહારના સૂત્ર રૂપે આ એક નાનકડું પુસ્તક તૈયાર કરી બાલકોના હાથમાં મુકતાં મને આનંદ થાય છે.

બાળકોનાં ચારિત્ર માટે જે કાંઇ પ્રથમ કરવાનું છે, તેમાં મને આ વસ્તુની સૌથી પહેલી અગત્ય જણાઇ છે. વળી બાળક કે પુખ્ત વયનાં માણસોમાં મનુષ્ય તરીકનાં જે જે લક્ષણો હોવા જોઇએ, તે તે લક્ષણોનો ઘણે ભાગે અભાવ હોય છે. તે કારણને લઇ બાળવય-થીજ દુર્ગુણ દાખલ થવા ન પામે અને બાળકો સદ્દગુણીને સદા ચારી બને એ હેતુથી આવાં નીતિ સૂત્રો ગોઠવવા યથાશકિત પ્રયત્ન થયો છે, તે કંઇક અંશે ફલિત થશે તો હું ઘણો સંતોષ માનીશ.

જેમ કુમળુ ઝાડ વાળીએ તેમ વળે છે. અને મોટું થયા પછી કાંઇ બની શકતું નથી, તેમ માણસની બાળવય એવી છે કે તેને જેવું વલણ આપીએ તેવું વળણ લે છે. તેમાં પણ કેટલાક સંસ્કારો તો એવા છે કે તે જો બાળવયમાં દાખલ થયા ન પામે, તો પછી પાછળના જીવનમાં દાખલ થઇ શકતા નથી, માટે જીંદગીના પાયારૂપ બાળવયમાં જેટલી ખામી રહી જવા પામે, તેટલા અંશે જીવનમાં નિર્બળતા રહી જાય છે, માટે બાળવયમાં જે સંસ્કારો અગત્યાના છે તે વિષયનું શિક્ષણ આપવાનો આ પ્રયત્ન છે.

બાળકો પાસે આ પાઠો એક નિયમ તરીકે મુકવામાં આવે અને ગુરુજન તરફથી પળાવવામાં આવે તો દઢ શ્રદ્ધા સાથે તેના સંસ્કાર ચિરસ્થાયી નીવડે, એ કારણથી આ સૂત્રો આજ્ઞા તરીકે કહેવામાં આવ્યાં છે.

જાણીતી વાત છે કે માણસ સર્વજ્ઞ હોઈ શકે નહિ એ નિયમને અનુસરીને કહેવું જોઇએ કે મારા આ પ્રયત્નમાં સર્વજ્ઞપણાનો દાવો કરવાનો હેતુ નથી. પણ મને જે કાંઇ ઠીક લાગ્યું, તે બાબત આપવા યથાશકિત પ્રયત્ન કર્યો છે.

મને જણાવતાં હર્ષ થાય કે **वसुधैव कुटुंबकम्** એ સૂત્રને યથાસ્થિત જીવનમાં ઉતારનાર જે જે સદ્‌ગૃહસ્થોએ આવાં અગત્યનાં જનકલ્યાણના કાર્યમાં પોતાની ઉદારતાનો જે હાથ લંબાવ્યો છે તેને માટે જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલોઓછો ગણાય આ કાર્યમાં તેઓની મદદ અનુમતિ અને જે જે પ્રેરણાઓ મળી છે. તેને માટે અંતઃકરણથી તેઓશ્રીનો અત્ર સ્થળે આભાર માનવો ભૂલવો ન જોઇએ.

આવા સુસ્થાન પ્રત્યે પોતાનો ઉદાર હાથ લંબાવનાર ગૃહસ્થો પ્રત્યે પરમાત્મા પ્રસન્ન કેમ ન થાય ? થાય જ.

આ યથાશકિત પ્રયત્નમાં કમાણીની આશા રાખવામાં આવી નથી

सर्वेत्र सुखिनः सन्तु
सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद् दुःखमाप्नुयात् ॥
इति शिवम्

તા. ૧-૬-૨૪ — જીવરામ વેલજી જોષી.

ઊના-કાઠીયાવાડ.

# અનુક્રમણિકા


| પાઠ | | પૃષ્ટ |
|---|---|---|
| ૧ | પ્રાતઃકાળનું નિત્ય કર્મ... ... ... | ૧ |
| ૨ | ખોરાક સંબંધી ... ... ... | ૨ |
| ૩ | પોષાક ... ... ... ... | ૪ |
| ૪ | રસ્તે ચાલતાં પાળવાના નિયમો ભાગ ૧ લો ... | ૬ |
| ૫ | રસ્તે ચાલતાં પાળવાના નિયમો ભાગ ૨ જો ... | ૭ |
| ૬ | નિશાળમાં પાળવાના નિયમો ભાગ ૧ જો ... | ૮ |
| ૭ | નિશાળમાં પાળવાના નિયમો ભાગ ૨ જો ... | ૧૦ |
| ૮ | નિશાળમાં પાળવાના નિયમો ભાગ ૩ જો ... | ૧૧ |
| ૯ | સારી મિત્રાચારી ... ... ... | ૧૩ |
| ૧૦ | પૈસાનો સદુપયોગી ... ... ... | ૧૫ |
| ૧૧ | વાંચવામાં આંખોની સંભાળ ... ... | ૧૬ |
| ૧૨ | તન્દુરસ્તીના નિયમો ... ... ... | ૧૮ |
| ૧૩ | દીર્ઘાયુ થવાના નિયમો ... ... ... | ૨૦ |
| ૧૪ | સારી રીતભાત ભાગ ૧ લો ... ... | ૨૧ |
| ૧૫ | સારી રીતભાત ભાગ ૨ જો ... ... | ૨૨ |
| ૧૬ | બીજાઓ તરફ આપણી રીતભાત ભાગ ૧ લો ... | ૨૩ |
| ૧૭ | બીજાઓ તરફ આપણી રીતભાત ભાગ ૨ જો ... | ૨૫ |
| ૧૮ | સ્વાભમાન ... ... ... | ૨૮ |
| ૧૯ | લેવડ દેવડ સંબંધી ... ... ... | ૨૯ |
| ૨૦ | મેળાવડા વગેરે પ્રસંગને લગતા નિયમો ... | ૩૧ |
| ૨૧ | સામાન્ય ભલામણો ભાગ ૧ લો ... ... | ૩૩ |
| ૨૨ | સામાન્ય ભલામણો ભાગ ૨ જો ... ... | ૩૪ |
| ૨૩ | રાજનીતિ સૂત્રો ... ... ... | ૩૬ |


જીવરામ વેલજી જોષી.

॥ ॐ ॥

# વ્યવહાર નીતિ.

## પાઠ ૧ લો

### પ્રાતઃકાળનું નિત્યકર્મ.

૧ अ સૂર્ય ઉગ્યા પહેલાં પંદર વર્ષ સુધીના બાલકે એક કલાક, ચાળીશ વર્ષ સુધીના પુરૂષે બે કલાક, અને ચાળીશથી વધારે ઉમ્મર વાળાએ અઢીથી ત્રણ કલાક વહેલા ઊઠવું.

ब ઇષ્ટદેવનું સ્મરણ કરવું.

૨ બિછાનું તજીને થોડો વખત ઓરડામાં હરી ફરી, બારી અગર બારણાં પાસે ખુલી હવામાં પંજાવતી ભાર દઇ, માથાથી પગ સુધી ઓછામાં ઓછો ત્રણ વખત હાથ ફેરવવો.

૩ નકામાં આંટા દઇ, બગાસાં ખાઇ, સુસ્તીને આમંત્રણ કરશો નહિ. પણ નીચેના કમો જલદી પુરા કરશો.

૪ अ દિશાએ જવું.

ब મીઠું આશરે અરધો તોલો લઇ દાંતે બરાબર ઘસવું.

क દાતણ દશ આંગળ લાંબું લઇ બરાબર ઘસવું.

ઉ ચોકખા બહોળા પાણીથી નાહી જાડા કપડાથી શરીર લુછવું. જો માફક આવે તો ઠંડા પાણીએ નહાવું ઉત્તમ છે.

૫ દાતણ કર્યા બાદ દિશાએ જવાની ટેવ રાખવી નહિ.

૬ કંઇ પણ પીવાની કે ખાવાની ચીજ મોઢામાં નાખ્યા બાદ દિશાએ જવાની ટેવ પાડશો નહિ.

૭ નહાવાને માટે સૌથી સારો વખત સવારનો જ છે. પણ કદાચ ન બને તો દિવસના કોઇ પણ ભાગમાં જમ્યા પહેલાં અવશ્ય એક વખત તો નહાવું જ જોઇએ. પણ જમ્યા પછી નહાવું નહિ.

૮ મા, બાપને પગે લાગવું.

૯ પોતાનું લેસન બરાબર લક્ષપૂર્વક કરી જવું.

૧૦ ગયા દિવસ કરી રાખેલ કામની નોંધ વાંચી જવી ને તે પ્રમાણે દરેક કામ વગર ઢીલે કરવાં.

૧૧ વખત પત્રક બનાવવું અને તે પ્રમાણે કામ થયું છે કે નહિ તેની ખાત્રી કરતા રહેવું.

૧૨ પોતાના ઇષ્ટદેવનું હરતાં ફરતાં અને દરેક કામની શરૂઆતમાં સ્મરણ કરવું.

---

## પાઠ ૨ જો

---

### ખોરાક સંબંધી.

૧ જમવા બેસતી વખતે મોઢું અને હાથ પગ બરાબર ધોઇ સાફ કરવા.

૨ જમવા બેસતી વખતે મનને કોઇ પણ વિચારમાં રોકવું નહિ.

૩ પ્રફુલિત મને સાદો અને પૈષ્ટિક ખોરાક નિયમસર લેવો.

૪ જમતી વખતે જોઇતી ચીજ પ્રમાણમાં લેવી.

૫ ઠંડો અને રાતનો વાસી ખોરાક લેવો નહિ. કેમકે તે બુદ્ધિમાં જડતા, અને શરીરમાં રોગ ઉત્પન્ન કરે છે.

૬ દરેક કોળીયો ખુબ ચાવીને ગળે ઉતારવો અને જમવામાં ઓછામાં ઓછો અરધો કલાક તો વખત લેવોજ.

૭ અતિશય મિઠાઇ ખાવી નહિ.

૮ અતિશય તીખા, ખારા, ખાટા આદિ રસોનો શોખ કરવો નહિ.

૯ જમતાં અર્ધું પેટ ભરાય તે પછી પાણી પીવું. જમી રહ્યા બાદ વધારેમાં વધારે અરધો રતલ પાણી પીવું.

૧૦ ખાવાની રૂચી કરતાં એકાદ કોળીઓ ઓછો લેવો. પણ વધારે તો લેવોજ નહિ મિતાહારી થવું.

૧૧ જમવામાં ઉતાવળથી મોટા કોળીયા લેવા, અને વધારે ખાવું એ તંદુરસ્તીને હાનિકારક છે. વળી એ ક્ષુદ્ર વૃત્તિનું લક્ષણ છે. પણ જમણ વખતે જોઇતો ખોરાક લેવામાં શરમ રાખવી નહિ.

૧૨ અનાજ સારૂં, સાદું શુદ્ધ કરી પકવેલું લેવું. બગડી ગયેલાં અને વાસી થઇ ગયેલ શાક ભાજી કે ફળો લેવાં નહિ

૧૩ ચાહ પીવો નહિ. એટલુંજ નહિ પણ ડાહ્યા માણસે તેનો સંકલ્પ પણ કરવો નહિ.

૧૪ ચા અને બીડિ કયા માણસોને તંદુરસ્ત બનાવ્યાં છે ?

૧૫ દૂધ અને ઘી સારાં અને ચોકખાં વાપરવાં.

૧૬ પોતાની ગુંજાશ પ્રમાણે જે ખોરાક મળે તે સંતોષ સાથે ભાવથી ખાવો. તેથી તમો ઘણા મજબુત થશો, ખાવા પીવામાં તમારા કરતાં જે ચઢીઆતા છે તે કંઇ તમારાથી મજબુત છે, એમ માનશો નહિ,

સાદા જીવનવાળો માણસ એશઆરામ ભોગવનાર કરતાં દરેક રીતે સુખી છે.

૧૭ આપણે માત્ર ખાવા પીવા અને વૈભવ ભોગવવા માટે જ જન્મ્યા છીએ એવી માન્યતા રાખશો નહિ,

૧૮ ખાસ કારણ વગર જમવાનો વખતમાં ફેરફાર પડવા દેશો નહિ.

૧૯ પોતાની સ્થિતિના પ્રમાણમાં ખોરાક ખાવાનો રિવાજ રાખવો પણ લોભ કરવો નહિ.

૨૦ કોઇપણ જાતનું વ્યસન કરવું નહિ, કારણ કેઃ—

અ દારૂથી હૃદય, હોજરી, મગજ અને મન ઉપર ખરાબ અસર થાય છે.

બ ભાંગથી માથામાં વાયુ પેદા થાય છે.

ક અફીણથી શરીરનું લોહી સુકાઇ જાય છે,

ડ ગાંજાથી કાળજુ ખરાબ થાય છે,

ઇ બીડી શ્વાસ નળી તથા ફેફસાંને બગાડે છે.

---

## પાઠ ૩ જો.

---

### પોષાક.

૧. પ્હેરવેશ પોતાની યોગ્યતાના પ્રમાણમાં શોભતો જોઇએ.

૨ સાધારણ રીતે સાદો પોષાક પસંદ કરવો, બહુ ખરચવાળો પોષાક ન રાખવો.

૩ શરીરને બરાબર ચોંટી જાય, અથવા તો બહુજ ઢીલો કે ખુલ્લતો રહે તેવો પોષાક પસંદ કરવો નહિ.

૪ સાધારણ રીતે ધોળો પોષાક પસંદ કરવા લાયક છે.

૫ શિયાળામાં અને ચોમાસામાં ગરમ કે રંગીન કપડાં પહેરવાં સારાં છે. પણ ઉનાળામાં ધોળાં કપડાં ખાસ કરીને વાપરવાં.

૬ હંમેશાં જે કપડું ચામડીને અડતું હોય, તે કપડું હમેશા ધોએલુંજ વાપરવું. કદાચ ન બને તો બીજે દિવસે તો જરૂર બદલવું અથવા ધોઈને સાફ કરવું.

૭ પહેરેલાં કપડાં સાદાં અને ચોકખાં જોઇએ.

૮ અધુરો તથા તોછડો પોષાક પહેરી બહાર જવું નહિ,

૯ ધોતીયું ઘુંટી સુધી લાંબુ જોઇએ.

૧૦ બટન કે બોરીઆં બંધ કરેલાં જોઇએ.

૧૧ ફાટેલાં કપડાં પહેરવાં નહિ, પણ થીગડાંવાળાં કપડાં પહેરતાં શરમાશો નહિ.

૧૨ પાઘડી અગર તો ટોપીની અંદર માથાના વાળ રાખી લેવા. પણ બહાર ઉડતા વાળ રાખવા નહિ.

૧૩ પોષાકમાં બીજાની નકલ કરતાં પહેલાં, પોતાની લાયકાત અને પોતાને શોભે છે કે નહિ, એ બેનો વિચાર જરૂર કરજો.

૧૪ પોતાના જોડા હંમેશાં સાફ રાખવા.

---

# પાઠ ૪ થો.

## રસ્તે ચાલતાં પાળવાના નિયમો.

—-:૦:-—

### ભાગ ૧ લો.

૧ રસ્તે ચાલતાં વયમાં, જ્ઞાનમાં અને આપણાથી મોટા હોય તેને યોગ્ય માન આપી ખસી જઇ માર્ગ આપવો.

૨ કોઇ વજન ઉંચકી જનાર, વાહન આદિ સામાં મળે તો આપણે ખસી જઇ માર્ગ આપવો,

૩ રસ્તે ચાલતાં કંઇપણ કારણ વગર દોડવું નહિ.

૪ રસ્તે ચાલતાં કોઇને પાછળથી બૂમ અથવા તાળી પાડી યા સીટી વગાડી, ઉભા રાખવા નહિ, પણ સાથે થઇ જઇ, જે વાત કરવાની હોય તે કરવી. પણ રસ્તાની વચ્ચે ઉભા રહેવું નહિ.

૫ મોટેરાં સાથે માનથી વર્તવું.

૬ બરોબરીયાં સાથે સભ્યતાથી વર્તવું.

૭ વાતચિતમાં—"જી હા" અગરતો "જી ના" નો ઉપયોગ કરવો.

૮ તોછડાઇથી વર્તવું નહિ.

૯ જરૂર પડતા અવાજથી બોલવું.

૧૦ મોટેરાંઓને "આપ" અને નાનાંઓને "તમે" કે "તમો" શબ્દ વાપરી વાત કરશો. પોતાને માટે "અમે" કે "અમો" એ શબ્દ નહિ વાપરતાં "હું" અથવા "મને" શબ્દ વાપરશો.

૧૧ કંઇ જોવાનું મળે તો જોવું. પણ જે કામે જતા હોય, તે કામમાં વિલંબ કરી ભૂલી જતા નહિ.

૧૨ રસ્તે ચાલતાં અવલોકન કરવાની ટેવ રાખવી.

૧૩ મારામારી, જુગાર વગેરે જોવામાં આવે તો ત્યાં જોવા ઉભા રહેશો નહિ.

૧૪ બે જણુ વાત કરતા હોય, ત્યાં વચમાં બોલવું નહિ.

૧૫ હસતાં હસતાં વાત કરવી નહિ.

૧૬ રસ્તે ચાલતાં કંઇ ખાવું નહિ.

---

## પાઠ ૫ મો.

### રસ્તે ચાલતાં પાળવાના નિયમો.

—:૦:—

### ભાગ ૨ જો.

૧ ચાલતાં કોઇને ધક્કો લાગી જાય, અગર કોઇનો પગ કચરાય, તો સભ્યતાની ખાતર ઉભા રહી તરત માફી માગશો,

૨ કોઇ ગાળ આપે તો સામી ગાળ આપવી નહિ. તેમાં તમારી મોટાઇ છે, અને કજીયો થતો અટકશે.

૩ કોઇની સાથે તકરાર કરવી નહિ, કોઇ તમને લાત મારે તો તમો સામીલાત મારશો નહિ, પણુ પ્રસંગ આવે તેના કોઇ સારા કામમાં બનતી મદદ આપી ખુશી થાશો, એટલે તે પસ્તાઇ સુધરશે.

૪ વારંવાર થુંકવાની ટેવ રાખવી નહિ, કદાચ થુંકવું પડે તો સ્થળ જોઇને થુંકવું,

૫ મોઢું ચાળવ્યા કરવું નહિ એટલે કે મોઢાના જેમ તેમ ચાળા કરવા નહિ.

૬ કોઇની સામે તાકીને જોયા કરવું નહિ, ખાસ કરીને સ્ત્રીવર્ગ તરફ તો તાકીને જોવુંજ નહિ.

૭ કોઇની તરફ આંગળી બતાવીને વાત કરવી નહિ.

૮ કોઇની સામે ઉભા રહી કે બેસીને બગાસું કે છીંક ખાવી નહિ પણ રૂમાલ આદિ કંઇપણ આડું રાખશો.

૯ ગમે ત્યાં ઉભા રહો, ત્યારે તમારા બન્ને પગ સિદ્ધા ટટ્ટાર જોઇએ, એક વળેલો પગ રાખવો નહિ.

૧૦ ઉભા હો ત્યારે કોઇના ખભા ઉપર કારણ વગર હાથ મુકશો નહિ.

૧૧ રસ્તે ચાલતાં પગ ઘસડાવો ન જોઇએ.

૧૨ નિશાળે જતાં અગર બીજા કામે જતાં નઠારાં, વ્યસની કે જુગારી છોકરાઓ બોલાવે તો તેની પાસે જવું નહિ.

૧૩ કોઈ પુછે તેનોજ જવાબ આપવાની ટેવ રાખવી.

૧૪ ચાલતા પ્રસંગમાં બીજી વાત કરવી નહિ.

૧૫ બનતાં સુધી ઉઘાડા પગે ચાલવું નહિ.

૧૬ કંઇ અડપલાં કરવાં નહિ, કે રસ્તામાં જતાં આવતાં કોઇને ખીજવવાં નહિ.

---

## પાઠ ૬ ઠો.

## નિશાળમાં પાળવાના નિયમો.

---

### ભાગ ૧ લો.

૧ નિશાળના વખત પહેલાં થોડો વખત વહેલા નિશાળમાં હાજર થવું

૨ નિશાળમાં લઇ જવાની કંઇ પણ ચીજો ભૂલશો નહિ.

૩ જો જોડા ઉતારવાની જરૂર જણાય તો છત્રીને જોડા એક બાજુ મુકશો, પાટલી પર બેસોતો જોડા ઉતારવાની જરૂર નથી.

૪ પોતાની ચીજો વ્યવસ્થાસર રાખવી, જેમ તેમ આડી અવળી રાખશો નહિ.

૫ જ્યારે વર્ગમાં ગુરૂ પધારે ત્યારે ઉભા થઇ, પ્રણામ કરી માન આપશો. ગુરૂના બેઠા પછી તમે બેસજો.

૬ ગુરૂ માતા અને પિતાને દેવ સમાન ગણવા

૭ ગુરૂ સાથે માન અને પ્રેમ હમેશાં રાખવાં.

૮ ગુરૂને ઉભા થઇને જવાબ આપવો.

૯ વર્ગમાં કોઇ માણસ પધારે ત્યારે ઉભા થઇ માન આપવું.

૧૦ બેસો ત્યારે બરડાનાં હાડકાં જરાપણ વળેલાં ન જોઇએ.

૧૧ જેમ તેમ હાથ પગ હલાવ્યા કરશો નહિ

૧૨ નખથી કાંઇ નવરા બેઠા ખણશો નહિ.

૧૩ કાગળ તથા તણખલાનાં બેડા બેડા કટકા કરશો નહિ.

૧૪ નાક, કાનમાં હરવખત આંગળી નાખશો નહિ.

૧૫ હાથ, પગ વારંવાર જોવા નહિ, તેમજ મોઢામાં આંગળી નાંખવી નહિ,

૧૬ ગુરૂની આજ્ઞા સિવાય બહાર જવું નહિ

૧૭ વારંવાર વગર કારણે રજા લઇ જ્યાં ત્યાં રખડવું નહિ.

૧૮ દરેક સાથે હળીમળીને રહેવું.

૧૯ થોડા સાથે મિત્રાચારી રાખી બીજાને હેરાન કરશો નહિ. હંમેશાં સારા કામને માટેજ મિત્રાચારી કરવી.

૨૦ હૃદયમાં દ્વેષને સ્થાન આપશો નહિ.

૨૧ ગુરૂની કોઇપણ ટેવ માટે નિશાળમાં કે બહાર ટીકા કરવી નહિ.

# પાઠ ૭ મો.

## નિશાળમાં પાળવાના નિયમો.

### ભાગ ૨ જો.

૧ પાટીમાં કે ચોપડીઓમાં ડાઘ અથવા લીટીઓ કરશો નહિ.

૨ પુંઠા વગરની એક પણ ચોપડી રાખવી નહિ.

૩ શિક્ષક જે કહે તે બરાબર લક્ષમાં રાખશો

૪ જે હકિકત ન સમજાય તે તરત પુછી સમજીલેવી, જો જતી કરશો તો નજીવી બાબત આગળ જતાં ઘણી મોટી થઇ દર વખત તમને નડયા કરશે.

૫ તમારાથી કંઇ ગુન્હો થાય તો છુપાવશો નહિ પણ શિક્ષાનો ડર રાખ્યા સિવાય ખરેખરૂં કહેશો.

૬ તમે ગુન્હો કરી બીજાને પણ ગુનેગાર બનાવવા કોશીશ કરશો નહિ એટલુંજ નહિ પણ તમારી કસુર બદલ બીજો ગુનેગાર ન બને તેની સંભાળ રાખજો.

૭ કોઇને ચીડવી કે હેરાન કરી રાજી થઇ ગમત મેળવશો નહિ.

૮ ચાડી ખાશો નહિ કેમકે ચાડી ખાવી એ ઘણું નીચ કર્મ છે.

૯ જે વિવેકપુર્વક બોલી શકતો નથી, તેનાં કરતાં જે ન બોલે તે ઘણો સારો છે, એ વાત ભુલશો નહિ.

૧૦ શિક્ષક કે કોઇ પણ માણસને ખોટા પાડશો નહિ.

૧૧ કોઇનું દિલ દુઃખાય એવો શબ્દ પણ બોલશો નહિ.

૧૨ જો તમે પૈસાદારના પુત્ર હો તો એક ચોપડી તમારા પોતાના માટે બે ત્રણ વખત ન લેવરાવતા, એટલી મદદ ગરીબના પુત્રોને જરૂર અપાવશો.

૧૩ નિશાળની અંદર પાન કે સોપારી મોઢામાં રાખી દાખલ થવું નહિ.

૧૪ નાકનાં લીંટ કાઢી નિશાળના થાંભલા અગર તો દિવાલ કે ભીંતપર નાંખી ભીંત બગાડવી નહિ.

૧૫ અસત્ય બોલી શિક્ષકને છેતરશો નહિ.

૧૬ ગુરૂ તરફથી ગેરઇન્સાફ થયો હોય તો ખરી હકિકત કહી ન્યાય માગશો, પણ તકરાર કરી રીસાવું કે રડવું નહિ,

૧૭ રજા સિવાય ગેરહાજર રહેવું નહિ.

૧૮ ગુરૂની માન અને પ્રેમથી સેવા કરવી એ સારા વિદ્યાર્થીનો પ્રથમ ધર્મ છે.

૧૯ પત્થર પાટીમાં થુંક નાખી ગોબરાઇ કરશો નહિ.

૨૦ લખતી વખત ચોપડી ઉપર કે જમીન ઉપર શાહીના ડાઘા ન પડે એવી રીતે કલમ શાહીમાં બોળવી. તેમજ આંગળીયો શાહીવાળી ન થાય તેવી કાળજી રાખવી.

## પાઠ ૮ મો

## નિશાળમાં પાળવાના નિયમો

## ભાગ ૩ જો.

૧ ચોપડીમાં એકજ ઠેકાણે અંગુઠો રાખવાની ટેવ પાડશો નહિ.

૨ સંકડાઇને વર્ગમાં બેસશો નહિ.

૩ બેઠા બેઠા પાટલીમાં પગ અથડાવ્યા કરવા નહિ.

૪ શિક્ષક પાટીઆ ઉપર કે બીજી રીતે સમજાવતા હોય ત્યારે

બરાબર લક્ષ આપવું.

૫ શિક્ષક જે કહે અથવા કંઇ પુછે તો બરાબર સમજીને જવાબ આપવો.

૬ આડી વાત કે આડો જવાબ આપવો નહિ.

૭ કોઇ બાબતમાં ખોટી સાહેદી પુરવી નહિ

૮ લખતાં લખતાં વાત કરવી નહિ.

૯ શિક્ષક વર્ગની બહાર હોય ત્યારે કોઇ નાથે તોફાન કરતા નહિ, પણ સોંપેલું કામ તૈયાર કરજો.

૧૦ કંઇપણ નવું જાણ્યા વગર દિવસ જવા દેવો નહિ.

૧૧ જે કંઇ બોલો લખો કે વાંચો તે સમજપૂર્વક કરજો.

૧૨ શિક્ષક ચોપડીની બહારની જે હકિકત કહે, તેની નોંધ શાહીથી જરૂર કરી લેવી.

૧૩ ફાગીના વખત બાદ ત્રણ કલાક વાંચવાની ટેવ રાખવી.

૧૪ અભ્યાસ ઘણે ભાગે દિવસે કરવો રાતપર કામ મુલતવી રાખવું નહિ.

૧૫ શીખેલું ફરી ફરીને વાંચી જવું. જે વાંચો તેના મુખ્ય મુદ્દા લક્ષમાં રાખો,

૧૬ જેમ તેમ દશ પાના વાંચવા કરતાં એક પાનું સમજીને વાંચવું એ વધારે સારૂં છે.

૧૭ છોકરાઓ સાથે નિર્થક વિવાદમાં વખત કાઢવો નહિ.

૧૮ પેન્સીલ, પત્થરપેન કે કંઇ કપડું એ મોઢામાં નાંખવાં નહિ.

૧૯ છેકો કાઢવો પડે તો થુંકવાળી આંગળીથી કાઢવો નહિ, પણ બીજી રીતે કાઢવા પ્રયત્ન કરશો.

૨૦ જવાબ આપતી વખતે ગુરૂ સામે હાથ લાંબો કરી, જવાબ આપવો નહિ, તેમ જવાબની સાથે "મારતર" કે "સાહેબ" એ શબ્દો પણ બોલવા નહિ.

---

## પાઠ ૯ મો

### સારી મિત્રાચારી.

૧ સારાં પુસ્તકો સારાં મિત્રની ગરજ સારે છે, માટે સારાં પુસ્તકો વાંચવામાં વખત ગાળવો.

૨ મનને કેળવણી મળે અને જેમાંથી આપણું જીવન ઉમદા બને, અને સાંભળેલી અગર વાંચેલી હકિકત અનુભવમાં મૂકીએ શકાય તેવાં પુસ્તકો પસંદ કરશો.

૩ જ્ઞાનમાં જે આપણાંથી ચઢીયાતા હોય, તેનો સમાગમ હંમેશાં પસંદ કરવો.

૪ પોતાની ખાનદાની દરેક રીતે જાળવી રાખશો.

૫ પોતાના દુઃખની વાતો એકાદ સન્મિત્ર સિવાય કોઇને કહેશો નહિ.

૬ કોઇ પણ મંડળીમાં એક બંજાની મશ્કરી થતી હોય તથા દુર્ગુણો જોવાતા હોય ત્યાં તમારી એક મિનિટની પણ હાજરી આપશો નહિ.

૭ કોઇના દુર્ગુણોની વાત કોઇની પાસે કરવી નહિ, પોતે સુધરાવી શકવાની સ્થિતિમાં હોઇએ તો એકાંતમાં સભ્યતા પૂર્વક તે દુર્ગુણ છે એમ બતાવી દુર કરવા કહેવું.

૮ પાછળથી કોઇની ખરાબ વાત એટલે કે નીંદા કરવી નહિ.

૯ જે વાત કરો તે ઉપયોગી, કાંઇ મતલબવાળી અને સામાન્ય હોવી જોઇએ.

૧૦ ખરાબ વાતમાં કોઇનું નામ આપીને દાખલો આપવો નહિ.

૧૧ વાત કરવામાં અસભ્ય શબ્દો વાપરવા નહિ, અવિવેકથી બોલવું નહિ, અને મોઢાના ચહેરાનો વિચિત્ર દેખાવ કરી વાત કરવી નહિ.

૧૨ મિત્રનું રજ જેટલું દુઃખ હોય તો પોતે પહાડ જેટલું માની બનતી રીતે તે ઓછું કરવા પ્રયત્ન કરવો.

૧૩ બીજાને તમો બને તેટલી રીતે ઉપયોગી થવા કાળજી રાખજો પણ તેના બદલાની આશા રાખવી નહિ.

૧૪ કપટી, સ્વાર્થી, વ્યસની અને મોઢે મીઠા શબ્દો બોલનાર મિત્રને પસંદ કરવો નહિ.

૧૫ કોઇ સાથે એક વખત અણબનાવ થયો હોય તો તેના સાથે ફરી મિત્રાચારી બાંધી તેનો વિશ્વાસ કરવો નહિ.

૧૬ જેનાથી આપણી આજીવિકાનો નાશ થઇ જવાની બીક રહે, તેવાની સાથે મિત્રાચારી કરવી નહિ. તેમ વૈર પણ કરવુંનહિ.

૧૭ મિત્રાચારી તૂટયા બાદ તેનાં ગુપ્ત છીદ્રો જો ખુલ્લાં કરશો, તો એ નાદાની તમારી પોતાની ગણાશે.

૧૮ આપણાથી ઉમરમાં નાનાં હોય તેની પાસેથી કંઇ જાણવાનું મળે તો અવશ્ય જાણી લેવું.

૧૯ કોઇ સાથે મિત્રતા એકદમ કરવી નહિ, અને તોડવી પડે તો એકદમ તોડવી પણ નહિ.

૨૦ મિત્રની પસંદગી કરો તે પહેલાં તેના સોબતીઓ કોણ છે તેની આદત કેવી છે તે જાણીને યોગ્ય જણાય તોજ લાયક માણસની મિત્ર તરીકે પસંદગી કરવી.

૨૧ ખરી આપત્તિ સિવાય મિત્રને ઘડીએ ઘડીએ ધીમે ધીમે તકલીફ આપવી નહિ આપત્તિ મિત્રની કસોટી કરે છે.

# પાઠ ૧૦ મો

## પૈસાનો સદુપયોગ.

૧ ક લોભી બનો નહિ પણ કરકસરવાળા થાઓ કારણ કે ત્રેવડ ત્રીજો ભાઇ છે.

ખ ઉડાઉ થશો નહિ પણ ઉદાર થાઓ. મેગેસ્થિનીસે આપણા વડીલોને કરકસરની બાબતમાં વખાણેલા છે તે વાત ભૂલશો નહિ.

૨ વારસામાં સારી પુંજી મળી હોય તો તેનો સદુપયોગ કરશો. ઉડાઉ બની મોજશોખમાં વાપરશો નહિ.

૩ જાત કમાણીનો શોખ કાયમ રાખશો.

૪ જાતથી મેળવેલા અગર તો વારસામાં મળેલા પૈસાને ખોટે રસ્તે ખરચવો નહિ, એટલે કે જુગારમાં, વ્યસનમાં, વેશ્યામાં અને વકીલને ત્યાં જવામાં ખરચવો નહિ.

૫ સદ્‌ઉદ્યોગમાં, પરોપકારમાં અને જરૂર પડતા ખર્ચમાં અવશ્ય વાપરવો.

૬ ખર્ચ કરો ત્યારે ઉપજના આંકડા સામી જરૂર દૃષ્ટિ રાખશો. પણ જોઇતી ચીજો મેળવવામાં આવકપર નજર રાખી ખરચ કરશો.

૭ કરજ કરીને ખરચ કે વરા કરશો નહિ.

૮ ગરીબાઇ હોય તો કદી દીલગીર થશો નહિ, પણ જે હોય તેનાથી સતોષી થઇ ઉમંગથી વર્તજો.

૯ સ્થિતિ સુધારવાના તથા જ્ઞાન મેળવવાના ઉંચા વિચારો લક્ષમાં રાખશો.

૧૦ અસત્ય અન્યાય અને પાપથી પૈસો મેળવવા કોશિશ કરવી નહિ

૧૧ પાપથી મેળવેલો પૈસો દશ વર્ષમાં આપણો નાશ કરી ચાલ્યો જાય છે તે વાત ભૂલવી નહિ.

૧૨ પૈસા માટે હિંસાના કર્મથી હંમેશાં વેગળા રહો.

૧૩ કિન્નરાણીવાળાને ઘર સુધી આવવા દેશો નહિ.

૧૪ જુગારી, વ્યસની, પૈસાદાર, અમલદાર, અને કુટુંબપર હેત ન રાખનારને દાન આવવું નહિ.

૧૫ આંધળાં લુલાને દાન આપો તો રાંધેલું અન્ન આપવું.

૧૬ ધર્માદા માટે કાઢેલા પૈસા જલદી વાપરી નાંખજો, કેમકે આવતી કાલે આપણે કેવી સ્થિતિમાં હઇશું તે આપણે જાણતાનથી.

૧૭ ખાસ કારણ વગર ઉધાર લાવવાની ટેવ રાખવી નહિ.

---

## પાઠ ૧૧ મો

### વાંચવામાં આંખોની સંભાળ.

૧ ઝાંખા કે ધૂમાડાવાળા દિવાએ વાંચવું નહિ. તેમ ઘણાજ પ્રકાશવાળા દિવાએ પણ વાંચવું નહિ.

૨ ચંદ્રના કે અગ્નિના પ્રકાશમાં વાંચવું નહિ,

૩ સુતાં સુતાં, હીંચકા ઉપર અને આરામ ખુરશી ઉપર બેસીને કદી વાંચવું નહિ. ફરતાં ફરતાં વાંચવું ફાયદાકારક છે.

૪ બરડાના હાડકાં વળી જાય એવી દશામાં બેસી અભ્યાસ કે વાંચવામાં જોડાવું નહિ.

૫ વાંચતી વખતે ડોકું નીચું નમાવી કદી વાંચવું નહિ, બરાબર દસ્કત ન ઉકલે તો ચોપડીને આંખો પાસે લાવો. રણ વાંચતી વા

લખતી વખતે ડોકું ટટ્ટારજ રાખો. અને ચોપડી આંખથી ચૌદ ઈંચ દૂર રાખવી.

૬ જ્યારે તમે બારી આગળ અથવા તો દિવાના પ્રકાશથી વાંચતાં હો, ત્યારે એવી ગોઠવણ કરો કે તે અજવાળું માથા ઉપરથી અથવા તો ડાબી બાજુએથી આવે. સામો પ્રકાશ રહેવાથી આંખોનું તેજ ઘટે છે.

૭ એકી વખતે કલાકના કલાક નહિ વાંચતાં અમુક વખતે આંખોને ચોપડીથી દૂર ખસેડી બહુ દૂર નજર નાખવી. એવી રીતે દશેક મિનિટ આરામ આપવો.

૮ તડકો ચોપડી પર પડે તેમ રાખીને વાંચવું નહિ. દોડતી ગાડીમાં અને રસ્તે ચાલતાં વાંચવું નહિ

૯ આંખો સાંઝ સવાર ચોકખા ઠંડા પાણીથી હંમેશાં ધોવી. ફરવા જવું ત્યાં લીલાં ઘાસ અને દૂરનાં ઝાડો તરફ જોવું.

૧૦ હમેશાં સારાં છાપેલાં ( મોટા બીબાવાળાં ) પુસ્તકો વાંચવાં

૧૧ જે દીવેથી વાંચો તેનો પ્રકાશ પૂરતો અને સ્થિર જોઈએ. અને તે પ્રકાશ આંખોપર ન પડતાં ચોપડીપર પડે, તેવી રીતે કાગળ કે કપડાની આડ રાખવી.

૧૨ તમાકુ સુંઘવી, દારૂ પીવો, સીનેમેટોગ્રાફ જોવા, અને સૂર્યોદય પછી ઉઠીને તડકામાં જવું, એ આંખોને નુકસાનકારક છે. ખાધા પછી લાગલાજ વાંચવા કે અભ્યાસમા જોડાવું નહિ.

૧૩ અતિ પરિશ્રમ કર્યો હોય ત્યારે વાંચવું નહિ.

૧૪ શોખની ખાતર ચશ્માં ચડાવી વાંચશો નહિ.



# પાઠ ૧૨ મો

## તંદુરસ્તીના નિયમો.

૧ કોઈ પણ ઋતુથી કાયર થવું નહિ. કારણ કે ઇશ્વરે ઋતુના વિભાગ માણસના કલ્યાણ માટેજ કરેલા છે.

૨ તડકામાં, ઠંડીમાં અને વરસાદના સમયમાં હમેશાં એક વખત ફરવા જવાની ટેવ રાખવી

૩ આખા શરીરમાંથી પરસેવો છુટે એવું એકાદ કામતો હંમેશાં કરવું.

૪ પોતાનું કામ ગમે તેવુ કરતાં શરમાશો નહિ.

૫ પોતાની શકિતના પ્રમાણમાં ભાર ઉપાડીને ચાલવાની ટેવ પાડવી, ભાર ઉપાડતાં શરમ ખાવી નહી.

૬ શારીરિક કામથી શ્વાસ ચઢી આવે તો ઉંડો શ્વાસ લેવાથી અમુક વખતે ટેવ પડાઈ જશે.

૭ ગમે ત્યાં બેસો ત્યારે બરડાનાં હાડકાં ટટ્ટાર રાખવાં

૮ જો શરીરને કસરત ન મળે તેવું કામ ન કર્યું હોય તો અવશ્ય ફરવા જવું. કસરત નિયમસર કરવી પણ હદથી વધારે કરવી નહિ.

૯ બપોરે જમ્યા બાદ થોડો વખત વિશ્રાંતિ લેવી, અને રાત્રે જમ્યા બાદ અરધો કલાક જરૂર ફરજો.

૧૦ દશ વાગ્યા બાદ જાગશો નહી.

૧૧ દિવસના કોઈ પણ ભાગમાં મિત્રોની સાથે ગમતમાં એક વખત તો જરૂર હસવું.

૧૨ હસમુખો ચહેરો ગમે તેવા પ્રસંગમાં રાખવા પ્રયત્ન કરશો.

૧૩ ક્રોધ ચઢી આવે તો પોતાનું મોઢું જમણી તરફ ફેરવી જરા હસી પડવું.

૧૪ જ્યાં હંમેશાં ચોખ્ખી હવાની આવજા થાય, તેમજ પુરતો પ્રકાશ આવતો હોય ત્યાં રહેવું. ભેજવાળી જગ્યામાં, પુરતો પ્રકાશ ન હોય અને સ્વચ્છ હવા ન આવતી હોય, ત્યાં ઘડી પણ ઉભા રહેશો નહિ.

૧૫ હંમેશાં છથી આઠ કલાક ઉંઘ લેવી, ચોકખી હવામાં બે કલાક ફરવું.

૧૬ કોઇ વખત કંઇ રોગ થઇ આવે તો તુરત ઉપાય કરવો. પ્રમાદ રાખવાથી રોગના જલદી ભોગી થશો.

૧૭ માંદગી વખતે સારા માહિતગાર અને વૃદ્ધ વૈદ્ય કે ડાકતરની સલાહ પ્રમાણે કરવું.

૧૮ પેશાબ અને ઝાડાની કબજીઆત હોય, તો જતુ ન કરતાં તાકીદે ઇલાજ લેવો.

૧૯ દિવસમાં બે વખત દસ્ત જવું, એક માસમાં બે અપવાસ કરવા, વરસમાં બે હલકા રેચ લેવા, એમ કરવાથી પેટની ફરિયાદ આવશે નહી.

૨૦ ખોરાકનું અજીર્ણ ન થાય તેની સંભાળ રાખવી, કારણ કે જીંદગીને માટે ખોરાક છે, પણ ખોરાકને માટે જીંદગી નથી.

૨૧ તંદુરસ્તી સાચવવાના કારણ સિવાય વગર હાજતે નાસ્તો કે બજારની મિઠાઇ ખાવાનો શોખ રાખવો નહી.



# પાઠ ૧૩ મો.

## દીર્ઘાયુ થવાના નિયમો.

૧ સદાચાર વર્તનથી અંતઃકરણ શુદ્ધ રહે છે. શુદ્ધિ અંતઃકરણના પ્રભાવથી તંદુરસ્તી સારી રહી આયુષ્ય તથા કીર્તિ વધે છે.

૨ આળસ, નાસ્તિકપણું, ગુરૂ કે શાસ્ત્રની આજ્ઞાનું ઉલંઘન કરવાથી અંતઃકરણની પવિત્રતાનો નાશ થઈ આયુષ્ય ઓછું કરે છે.

૩ વ્યભિચાર કે મર્યાદા ઓળંગવાથી શરીરમાં નાના પ્રકારના રોગો ઉત્પન થઇ આયુષ્ય ટુંકું કરે છે.

૪ ક્રોધ ન કરવો, કુટિલતા ન કરવી. અને સત્યનુ પાલન કરવાથી મન નિર્મળ થાય છે. અને શરીર મજબુત થઇ આયુષ્ય વધે છે.

૫ અખાજ વસ્તુ ખાવાથી જીંદગી ટુંકી થાય છે.

૬ વ્હેલા ઉઠીને પ્રાર્થના તથા ધ્યાન કરવાથી તેમજ સવાર, સાંઝ સંધ્યાદિ નિત્યકર્મ કરવાથી આયુષ્ય વધે છે.

૭ ખર્ચુ જાજરૂખાનામાં ન જતાં ગામ બહાર જવાની સગવડ હોય તો બહાર જવું. એથી દસ્તની કબજીયાત નહી રહેતાં, સવારની સ્વચ્છ હવાથી શરીર નિરોગી થશે.

૮ બીજાનાં વાપરેલ કપડાં કે પગરખાં પહેરવાં, પારકાં એઠાં વાસણ ઉપયોગમાં લેવાં, અને એકજ વાસણમાં બીજાની સાથે જમવુ; એ ક્રિયાઓ અંતઃકરણને મલિન કરી આયુષ્ય ટુંકું કરે છે.

૯ કોઇના માથામાં કંઇ મારવું નહિ, તેમ બે હાથે માથુ ખંજવાળવું નહી.

૧૦ જે કામ દરરોજ કરતા હો તે કામ રજાના દિવસે ન કરતાં આરામ લેવો.

૧૧ દિવસે પહેરેલાં કપડાં રાતે જરૂર બદલી નાંખવાં. કેમકે તે કપડામાં ઉત્પન્ન થતા જંતુઓ રોગ થવામાં મદદરૂપ થાય છે. વળી રાતે પહેરેલાં કપડાં બનતાં સુધી સવારે ધોઇને વાપરવાં એ રીત વધારે સારી છે.

૧૨ રજસ્વલા સ્ત્રીના હાથનું ભોજન જમવાથી આયુષ્ય ઘટે છે.

૧૩ દિવસમાં બે વખત જમવું સવારે મોડામાં મોડા ૧૧ વાગ્યા સુધીમાં અને રાતે ૬ વાગ્યા સુધીમાં જમવું.

૧૪ સંધ્યાકાળે ખાવુ રુવું અને વાંચવુ નહી.

૧૫ હમેશાં કર્તવ્ય પરાયણ રહી પ્રયત્નશીલ થવું.

૧૬ સંત કે મહાન પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચવાં.

---

## પાઠ ૧૪ મો.

---

### સારી રીતભાત ભાગ ૧ લો.

૧ પોતે પોતાની જાતના વખાણ કરવાં નહી.

૨ પોતાના વખાણ સાંભળી ફુલાવું નહી.

૩ લુચ્ચાઓ સાથે બનતાં સુધી વાતચીતનો પ્રસંગ પણ લાવશો નહી.

૪ ખોટી વડાઇમાં ખેંચાઇ કરજના પંજામાં આવશો નહી.

૫ સ્વાભિમાન રાખવું. પણ ખોટો ડોળ કરવો નહી, હમેશાં અધુરો ઘડો છલકાય છે.

૬ હંમેશાં સાચું બોલવું.

૭ અપ્રિય થાય એવું સત્ય બનતાં સુધી પાત્ર જોઇને કહેવું.

૮ પરોપકારમાં તન મન ધનનો ભોગ આપવો.

૯ દુઃખી કે અપંગને જોઇ ખીજવશો નહી, પણ બનતી મદદ કર્યા વગર ચાલ્યા જતા નહી.

૧૦ રાજ્ય પ્રત્યે વફાદાર રહેવું.

૧૧ કોઇ પણ કામમાં મુંઝાઇને બેસી રહેવું નહી.

૧૨ કોઇના ઉપર આધાર રાખી બેસવું નહી, સ્વાશ્રયી બનવું.

૧૩ કોઇના ભરોસા ઉપર કોઇ કામનો આરંભ કરવો નહી.

૧૪ માથાની પાઘડીમાં કે કાન ઉપર કલમ રાખવી નહી.

૧૫ હાથમાં સોટી રાખો ત્યારે વગર કારણે જેમ તેમ ફેરવવી નહી.

૧૬ પોતાની કામગીરીનુ વર્ણન વગર પુછ્યે કરવું નહી.

---

## પાઠ ૧૫ મો.

## સારી રીતભાત.

## ભાગ ૨ જો.

---

૧ "એ કામ મારાથી નહિ બને." "હવે હું શું કરૂં" આવા શબ્દો કદી પણ કાઢશો નહિ.

૨ ગમે તેવા સમયમાં તમે તમારી જાતે રસ્તો કરી લેવા પ્રયત્ન કરશો.

૩ પોતાનો ધંધો ગમે તેવો હોય તોપણ પોતે તેજ ધંધો કરવો

૪ નોકરી કરો તો લુચ્ચાઇ, અસત્ય અને દગો કરવો નહિ. પોતાના શેઠનું હમેશાં ભલું ઇચ્છવું, અને બીજાઓ તમને સારી રીતે ચાહે તેમ વર્તવું.

૫ પાડોસીના કોઇપણ કામમાં તમારી જરૂર પડે ત્યારે જરૂર મદદ કરશો.

૬ પોતાનાં પાળેલાં જાનવર પ્રત્યે સારી લાગણી દેખાડવા દિવસમાં બે વખત જરૂર જાતે તપાસ રાખવી. અને તેના શરીરપર વ્હાલ દેખાડવા હાથ ફેરવવો.

૭ પોતાનું આજ કરવાનું કામ આજેજ તૈયાર કરી લેવું, આવતી કાલપર મુલતવી રાખવું નહિ.

૮ આવતા દિવસનાં કામો વિચારી રાખવાં અગર નોંધ કરી રાખવી.

૯ નાટક, સીનેમા જાણવા ખાતર એક વખત જોઇ લેવાં, પણ તેની આદત પાડશો નહિ.

૧૦ તમારા કોઇપણ સારા કામમાં ધીરજ અને ખંત છેલ્લી ઘડી સુધી છોડશો નહિ. ઇશ્વર આપણા સારા કામમાં સાથે જોડાએલ છે, એ વાત ભુલતા નહિ.

૧૧ બઝારની ચીજોના ભાવથી હમેશાં જાણીતા રહેવું.

૧૨ કોઇના કાગળ કે ચીઠ્ઠીઓ પડી હોય તો તે તરફ નજર કરવી નહિ.



## પાઠ ૧૬ મો

### બીજાઓ તરફ આપણી રીતભાત ભાગ ૧ લો.

૧ કોઇનો સ્વભાવ જાણ્યા વગર ઘણો સંબંધ રાખવો જોખમીછે.

૨ આપણા સારા કામમાં સજ્જન માણસોનો જરૂર અભિપ્રાયલેવો.

૩ સામા માણસને તમારા હસ્તાક્ષર આપો, ત્યારે બરાબર વિચાર કરી આપશો. જેમાં સહી કરો તે કાગળ બરાબર વાંચી જોયા બાદજ સહી કરવાની ટેવ રાખવી.

૪ કોઇને ભલામણ પત્ર લખો ત્યારે સામાની લાયકાત અને દરજ્જાનો વિચાર કરવો. અને તેનો સંપૂર્ણ વિશ્વાસ તમને હોવો જોઇએ. જેને માટે લખો તેની તમને સારી પિછાણ હોવી જોઇએ.

૫ કોઇપણ મોટા માણસને મળવા જાઓ, ત્યારે અગાઉ ખબર આપવા અને કહે તે પ્રમાણે કરવું. અગર કોઇનો ભલામણ પત્ર હોય તો પહેલો પત્ર મોકલી ખબર આપવા.

૬ કોઇ કાર્યમાં માલિકની હાજરી હોય તો તમો પોતે આગળ પડતો ભાગ લેશો નહિ.

૭ અજાણ્યા માણસે આપેલું પાન કે કંઇ બીજી ચીજખાવી નહિ.

૮ કુટંબમાં કંકાસ ન થાય તેમ વર્તવું.

૯ જેણે આપણા ઉપર ઉપકાર કર્યો હોય તેને કદી ભુલવા નહિ.

૧૦ સામાઓના ગુણ જોવા અવગુણ જોવા નહિ.

૧૧ અણસમજુના વખાણથી ન હરખાતાં સમજુની નિંદાથી રાજી થવું.

૧૨ નઠારા આચરણનો બોધ કોઇને ખાનગીમાં આપવો.

૧૩ અગ્નિ, શત્રુ, નાગ, રોગ, પાપ, કરજ અને સ્વામિ અથવા માલિક એને નાનાં ગણવાં નહિ.

૧૪ ખરી વાત કહેનાર તરફ ક્રોધ કરવો નહિ.

૧૫ કોઇના ફેસલામાં રોકાવું પડે, તો પક્ષપાત કરવો નહિ.

૧૬ સામો માણસ બરાબર સમજી શકે, તે પ્રમાણે બોલવું. લખાણ પણ બરાબર સ્પષ્ટ લખવું.

૧૭ બીજાઓ આપણી પાસે વાત કરવા આવે, ત્યારે શાંત ચિત્તે સાંભળવી.

૧૮ મશ્કરી એ મિત્રાચારીનો શત્રુ છે. માટે કોઇની મશ્કરી કરવી નહિ.

૧૯ છોકરાંની વઢવાડમાં મોટાંઓએ વઢી પડવું નહિ.

૨૦ બીજાના કહેવા ઉપરથી કોઈ ઉપર દ્વેષ રાખવો નહિ.

૨૧ મૂર્ખ અને અવિચારી માણસને શીખામણ આપવી નહિ.

૨૨ બીજાઓની ગુપ્ત વાત જાણવા કોશીશ કરવી નહિ.

---

## પાઠ ૧૭ મો

### બીજાઓ તરફ આપણી રીતભાત ભાગ ૨ જો.

૧ વહેવારના કામમાં બરાબર ચોખવટવાળો ઠરાવ કરવો. મુંગે મોઢે નુકસાની ખમવી નહિ.

૨ કોઇને ત્યાં વિના કારણ ઘડીને ઘડીએ જા આવ કરવી નહિ.

૩ જેને ત્યાં બેસો ત્યાં કામ પુરતુંજ બેસજો. બીજાઓને પોતાના વખતની કિંમત નથી એમ માનશો નહિ.

૪ મીઠાં વચનોથી દરેકને વશ કરવાં.

૫ પરાઇ સ્ત્રીઓને પુત્રી, બેન તથા માતા સમાન ગણવી.

૬ કોઇને ત્યાં મેમાન કે પરોણા થવું હોય ત્યારે સામાના જમવાના વખત અગાઉ અગર તો જમવાનો વખત ઘણો વીતી ગયા બાદ જવું.

૭ તમારી પાસેના વાહનની ઘર ધણીને પૂછી જાતે બાંધવા અથવા સામાન લેવા વગેરેની સગવડ કરી લેવી. ઘરધણી તરફથી બાંધવા વગેરેની સગવડ થાય તો સારૂં, નહિં તો તમે તેવી આશા રાખી બેશસો નહિ.

૮ નહાવા ધોવાનું જે કામ હોય તે જમ્વાની અગાઉ કરી લેવું. જમવા બેસતી વખતે તમારા બાકીના કામ માટે બીજાનો વખત રોકશો નહિ.

૯ મેમાન તરીક બારણામાં બેસી રહેશો નહિ. પણ ઘરધણીને ઘરની ત્રેવડનો વખત આપશો.

૧૦ બહાર જાઓ ત્યારે ઘરધણીને કહી, અને જમવાનો ટાઇમ પૂછી બહાર જવું. જમવાના વખત પહેલાં હાજર થઇ જવું, જેથી બીજાઓને તમારી રાહ જોવી ન પડે. બીજાને ત્યાં તમારા જમવાની સગવડ કરો તે પહેલાં ઘરધણીને કહેવડાવવું જરૂરનું છે.

૧૧ અમુક ચીજ હું ખાતો નથી, અગર તો મારે અમુક ચીજ વગર નહિ ચાલે, એવી આદત રાખશો નહિ. જે હોય તેનાથી બહુ સારી રીતે ચલાવી લેજો. તેમજ જમતાં જમતાં જમણની ખામીયો કાઢવી નાક.

૧૨ ઘરધણીને પોતાના જરૂર પડતા કામ માટેજ રોકવો. તમારા વ્યસન માટે ઘરધણી જવાબદાર નથી.

૧૩ પોતાના કામ પૂરતા કોઇને ત્યાં રોકાવું, પણ સામાનો આગ્રહ જોઇ યોગ્ય લાગે તો એકાદ દિવસ વધારે રોકાવું, લાંબો વખત રોકાવું નહિ. ઘરધણીને સાથે જમવા બેસાડવામાં તમે આગ્રહ કરશો નહિ.

૧૪ જે ગામ જાઓ ત્યાં જે માણસો તમારા પરિચયમાં આવે તેનાં મન જીતી લેવાં.

૧૫ આપણે ત્યાં કોઇ પધારે તો આપણી યોગ્યતા પ્રમાણે સત્કાર કરવો.

૧૬ મેમાન પધારે તો તેના વાહન વગેરેની રાખવાની સગવડ કરી આપવી.

૧૭ પોતાની શક્તિ અનુસાર પરોણાગત કરવી પણ અંતઃકરણ પૂર્વક ભાવને પ્રેમ જરૂર રાખવાં.

૧૮ જમ્યાના વખત બાદ આવનાર મેમાનને પુછી જમવા વિગેરેની સગવડ કરવી, જોઇતી સગવડનાં સાધન હાજર હોય તે પુરાં પાડવાં.

૧૯ જમવાની ઇચ્છા ન હોય, તેવાને સ્વચ્છ પાણી અને યથાશક્તિ મુખવાસ ધરવાં.

૨૦ જે જે કામમાં તમારી જરૂર પડે તે તે કામમાં બનતી મદદ જરૂર કરવી. તમારૂં મોઢું ચડેલું રાખી ઓછું દિલ રાખશો નહિ.

૨૧ જ્યારે મેમાન જાય ત્યારે યોગ્ય સ્થળ સુધી વળાવવા જવું.

૨૨ જ્યારે નોકર ચાકરવાળા ગૃહસ્થને ઘેર મેમાન થાઓ ત્યારે તમારી વસ્તુઓને સંભાળજો



## પાઠ ૧૮ મો.

### સ્વાભિમાન.

૧ કોઇપણ જાતનો ગર્વ કરવો નહિ.
૨ વિવેકી, નિરાભિમાની અને વિનયી થવું.
૩ વિચાર કરીને કોઇપણ કામ આરંભવું. પણ અડચણોથી ના હિંમત થઇ ગભરાઇ જઇ પડતું મૂકવું નહિ. પણ મુશ્કેલીની સામે થઇ ધારેલું કામ પાર પાડવું.
૪ દેખાદેખીએ શક્તિ બહારનું કામ ઉપાડવું જ નહિ.
૫ જે કામમાં સારા માણસનો સલાહ હોય નહિ તે કામ નીતિ વાળું હોય તોપણ તે કામ કરવું નહિ.
૬ પોતાનું કામ સ્વતંત્રપણે કરવું, પણ ધણીની વિરૂદ્ધનું કામ કરવું નહિ.
૭ કોઇપણ કામ માથે લેવું નહિ, અને લેવું તો બેદરકારીથી કરવું નહિ.
૮ વિદ્યા અને પરોપકારના કામમાં અસંતોષી રહેવું, વિદ્યા કે હુનરના કામમાં હું અમર છું એમ અને પરોપકારના અને ધર્મના કામમાં હમણાં જ મને મૃત્યુ પકડશે એમ માનવું.
૯ મહેનત કર્યા વગર નસીબને કસુરદાર ગણવું નહિ.
૧૦ ઘણો હર્ષ કે દીલગીરી બનતાં સુધી ગુપ્ત રાખવાં.
૧૧ માન, અપમાન, પોતાની મુર્ખાઇનું કામ, પૈસાનો નાશ, ઘરના ખરાબ છિદ્રો, [illegible]ની અછત એ બધાં ગુપ્ત રાખવાં.
૧૨ તમારો અધિકાર ગયા પછી પણ તમને અધિકારી તરીકે માન આપે, તેવી રીતે લોકો તરફ વર્તવું.

૧૩ સારી અને ઉંચી સ્થિતિ થાય, ત્યારે પાછલી સ્થિતિનો વિચાર કરવો ભુલી જતા નહિ.

૧૪ ધનવાન કરતાં વિદ્વાન તરફ વધારે માન અને પ્રીતિ રાખવાં.

૧૫ જે વિદ્યા શીખો તે અર્થવાળી અને સમયાનુસાર બુદ્ધિ ખીલે તેવી વિદ્યા શીખવી.

૧૬ સારો પોષાક, સારાં સગાં, રાજા કે અમલદાર સાથે મિત્રાચારી અને સારાં વાહન વગેરેથી જે ફુલાય છે એ એક જાતની મૂર્ખાઈ છે.

૧૭ જ્યાં સ્ત્રીઓની સત્તા હોય, રાજા કે ગૃહસ્થ અજ્ઞાન હોય, પ્રધાન મૂર્ખ હોય ત્યાં વસવું નહિ.

૧૮ કદર વગરના અધિકારી માણસના તાબામાં રહેવું નહિ.

૧૯ પુત્ર કે શિષ્યને શીખવવાની બાબતમાં લાડ લડાવવા નહિ.

૨૦ આપત્તિના સમયમાં સગાંનો આશ્રય લેવો નહિ.

૨૧ સ્ત્રીઓના સગાંને લાંબો વખત ઘેર રાખવા નહિ, તેમ પોતે સાસરે વસવાટ કરવો નહિ.

૨૨ સાહસના કામનો એકલાએ આરંભ કરવો નહિ.

---

## પાઠ ૧૯ મો.

---

### લેવડ દેવડ સંબંધી.

૧ ઉપજ ખર્ચનો હિસાબ જાતે કરવો.

૨ બીજાને પૈસા આપો ત્યારે પહેલાં લખવા, અને બીજાની પાસેથી પૈસા લેવા ત્યારે પહેલાં લઇ પછી લખવા.

૩ બીજા પાસેથી પૈસા લેવાના જરૂર પડે તો જુનો શાહુકાર લેવડ દેવડમાં પસંદ કરવો.

૪ ગીરો છોડવવાની શક્તિ ન હોય તો આપણી બીજી કોઇ પણ ચીજ ગીરો મૂકી પૈસા લેવા નહિ, પણ વેચી નાખવી સારી છે.

૫ કરજ કરી દાગીના કરાવવા નહિ, કોઇના જામીન થાવું નહિ.

૬ ઘણાં માણસોનું થોડું થોડું કરજ રાખવાને બદલે એકનું વધારે કરજ રાખવું સારૂં છે.

૭ સસ્તો માલ મળશે એવી આશાથી કોઇને અગાઉથી સામટા પૈસા આપતા નહિ.

૮ જુગારી, વ્યસની, અમલદાર અને કુટુંબપર ઓછું હેત રાખી, બહાર ફરનારની સાથે નાણાં સંબંધી વહેવાર રાખવો નહિ.

૯ ચોરાએલો માલ ઘણી ઓછી કિંમતે મળતો હોય, તોપણ તે રાખવો નહિ.

૧૦ બનતાં સુધી મિત્ર કે સગાંની સાથે નાણાં સંબંધી લેવડ દેવડ રાખવી નહિ. કેમકે આખરે કંકાસ થવા સંભવ છે અને આપો તો ઉઘરાણી તમો કરશોજ નહિ.

૧૧ બનતાં સુધી કોઈની ચીજ વાપરવી નહિ. કદાચ વાપરવાની જરૂર પડે ત્યારે તપાસીને લાવવી, સાચવણ પુર્વક વાપરવી, આપવા વખતે માલિકને તપસી જોવા કહેવું. અને આપણે ત્યાં ભાંગી તૂટી જાય તો સખું કરાવીને આપવું.

૧૨ કોઇની કિંમતી વસ્તુ વાપરવી નહિ.

૧૩ કોઇના પૈસાથી પોતે ગૃહસ્થાઇ બતાવવા કોશીશ કરવી નહિ.

૧૪ પૈસા મળવાના છે એવી આશામાં કરજ કરતા નહિ.

૧૫ મુદ્દત બાંધી નાણાં મુદ્દત પ્રમાણે પહોંચાડી આપવાં,

૧૬ કોઇ સાથેના ભાગીદારીના કામમાં મતભેદ રાખી આરંભેલું કામ પડતું મૂકી છુટા પડી જવું એ રીત સારી નથી,

૧૭ કોઇ સારા કામમાં હારીને, પાછા પડીને કે વીલે મોઢે ઘેર આવવું નહિ.

૧૮ વિદ્યાર્થીઓએ પોતાની પથારી કરવી. કપડાં ધોવા વાંચવા માટે બતી કરવી. તેમજ પોતાનું કોઇપણ કામ જાતે કરવુ. બીજા માણુસો પાસે કરાવવું નહિ.

૧૯ તમારૂં તથા તમારા કુટુંબમાંના કોઇ પણ માણસનું વર્તન તાબાના નોકર તરફ ત્રાસદાયક ન હોવું જોઇએ.

૨૦ કોઇ પણ ભેટની ચીજ આવી હોય તો તેનો ખ્યાલ મુખ્ય ધણીને અવશ્ય હોવો જોઇએ.

## પાઠ ૨૦ મો

### મેલાવડા વિગેરે પ્રસંગને લગતા નિયમો.

૧ શોભતો અને માંપડતો પૂરો પોષાક જોઇએ.

૨ હજામત વધેલી ન જોઇએ.

૩ આપેલા વખત પહેલાં મુકરર જગ્યાએ હાજર થઇ જવું. વખત વિત્યાબાદ જવું નહિ.

૪ પોતાની લાયક જગ્યાએ બેસવું.

૫ સભાની અંદર કોઇની સાથે વાત કરવી નહિ.

૬ મોઢા ઉપર અથવા તો મુછ ઉપર હાથ ફેરવ્યા કરવો નહિ.

૭ સભાની અંદર કોઇ સભ્ય પધારે ત્યારે સૌની સાથે ઉભા થઇ માન આપવું.

૮ કોઇને કંઇ કહેવાની જરૂર પડે તો પાસે જઇને કહેવું. પણ દૂર બેઠે મોટો અવાજ કાઢી કહેવું નહી.

૯ સભાની અંદર પોતાને ભાષણ કરવું હોય તો અગાઉથી પ્રોગ્રામમાં નામ દાખલ કરાવવું.

૧૦ પ્રથમ સારા શબ્દોમાં સભાને માન આપવુ.

૧૧ પ્રસંગને લગતું જ વિવેચન કરવું.

૧૨ સૌ સ્પષ્ટ રીતે સાંભળી શકે, એટલા અવાજે બોલવું.

૧૩ તમારી ભાષા ઉપર અને સારા આકર્ષક શબ્દો ઉપર સખ્ત કાબુ હોવો જોઇએ.

૧૪ મેલાવડા વગેરે પ્રસંગમાં દૂધ આદિ લેવામાં વિવેકવાળું વતન રાખવું.

૧૫ પોતાને યોગ્ય ન જણાય એવી સભામાં જવું નહી, કદાચ જાઓ તો સભાનું માન બરાબર જાળવવું.

૧૬ પાન સોપારી તમારો વારો આવે ત્યારે જ લેવાં.

૧૭ સૌ ઉભા થઇ બહાર જાય ત્યારે ધીમેથી બહાર આવવું કોઇને ધક્કો ન લાગે તેની સંભાળ રાખવી.

૧૮ પોતાને ત્યાં મેળાવડા જેવું હોય ત્યારે સૌ સૌના દરજ્જા પ્રમાણે અગાઉથી બેઠક તૈયાર કરવી.

૧૯ સભાની અંદર જે ચીજો ધરવાની હોય તે મુદત પ્રમાણે નિયમને વ્યવસ્થાસર સૌની જગ્યાએ ગોઠવવી.

૨૦ ના દુરસ્ત તબીયતવાળાએ સભામાં જવું નહિ, તેમાં ખાસ કરીને ઉધરસવાળાએ જવું નહી.

૨૧ સભાની અંદર બગાસાં કે ઝોલાં ખાવાં નહિ.

## પાઠ ૨૧ મો.

### સામાન્ય ભલામણો

### ભાગ ૧ લો.

૧ કોઇપણ ચીજ એકલાંએ નહિ ખાંતાં પાસે બેઠેલાને વેચી આપી પછી ખાવી.

૨ જે બાબતની શિખામણ બીજાને આપો તે બાબતનો ગુણ આપણામાં હોવો જોઇએ. જેવી કહેણી તેવી રહેણી રાખવી.

૩ છોકરાં ઉપર હંમેશાં ઘરેણાં રાખવાં એ કોઇ વખત બચ્ચાંની જીંદગીને જોખમકારક છે.

૪ ગઇ વાતનો વિચાર કરવો નહી.

૫ નખ તથા શીંગડાંવાળા પ્રાણી, શસ્ત્રધારી મનુષ્ય, વધારે પાણી વાળી નદી, સ્ત્રી, રાજા અને ઝેરવાળાં પ્રાણીઓનો વિશ્વાસ કરવો નહી.

૬ મુસાફરીમાં સારો સથવારો શોધવો જોઇતી ચીજ સાથે રાખવી.

૭ બેલ ગાડીમાંથી ઉતરો ત્યારે ગાડી તપાસી લેવી, રેલ્વેમાંથી ઉતરો ત્યારે સ્ટેશન આવ્યા પહેલાં પોતાનો સામાન તૈયાર કરી ઉભા રહેશો.

૮ આડો રસ્તો ટુંકો હોય તો જાણીતા સાથ વગર ન ચાલતાં ધોરી રસ્તે ચાલવું. રાત્રે મુસાફરી ન કરવી.

૯ ચોમાસામાં ભીંત કે દિવાલને અડીને ચાલવું નહી. રાત્રે ભીંતને અડીને સુવું નહી.

૧૦ પોતાના શોખની ચીજો બીજાને ત્યાં રાખવી નહી.

૧૧ મોડી રાત્રે ગામની અંદર વગર કામે જવું નહી, જવાની જરૂર પડે તો લાકડી અને ફાનસ સાથે રાખવાં.

૧૨ જુગારી, વ્યસની, ચાડીઆ એવાઓની સંગત રાખવી નહી.

૧૩ ખીજાળ અભિમાની, બોલવામાં તોછડા સાથે બનતાં સુધી વાત કરવાનો પ્રસંગ લાવવો નહી.

૧૪ પોતાની ભૂલ કબુલ કરવી એ સદ્દગુણની નિશાની છે.

૧૫ કામ વગરના બેસી રહેવું નહી. તેમ નકામાં બેસી ગપ્પાં મારવાં નહી.

૧૬ વેરનું ઓસડ વેર નથી, પણ પ્રેમ છે, પણ શત્રુના મીઠા બોલ ઉપર ભરૂસો રાખવો નહી.

૧૭ કોઇપણ કામ સહાઇબંધ અને કાળજી પૂર્વક કરવું.

૧૮ હાથપગના નખ મોટા થવા દેવા નહી, સહજ મોટા થાય તો ઉતરાવી લેવા, પણ મેલ ભરાવા દેવો નહી,

---

## પાઠ ૨૨ મો.

---

## સામાન્ય ભલામણો.

### ભાગ ૨ જો.

---

૧ સોના રૂપાના દાગીના આપણે ત્યાં ઘરેણે અગર વેચાતા રાખવા હોય ત્યારે સારા વિશ્વાસુ માણસને બતાવીને રાખવા છાના રાખી લેવા નહી.

૨ કપડાં વસ્તુઓ, ઘર આંગણું અને મન એ બધાં સ્વચ્છ રાખવાં.

૩ બ્રહ્મચર્ય પાળવું.

૪ દ્વેષી થતા નહિ, પણ હરિફાઈ કરવાની ટેવ રાખવી

૫ બહારથી સાચા દેખાઇ અંદર કપટ રાખશો નહિ.

૬ ખોટી ખુશામત કરવી નહિ. તેમ કોઇની ખુશામત સ્વીકારવી નહિ પણ સહુ સાથે હળીમળીને રહેવું.

૭ એકલા ભણેલા થશો નહિ પણ ચારિત્ર્યવાન થજો.

૮ સદાચાર અને પ્રભુભક્તિ, સિવાય ભણતર નકામું છે.

૯ જાત કમાણીનો સુકો રોટલો મીઠો છે, પણ પાપથી અને ઠગાઇથી તેમજ સટ્ટામાં મેળવેલાં ઘેબર વિષ સમાન છે.

૧૦ કોઇની ચીજ માગીને વાપરો, ત્યારે તેને પચાવી પાડવી નહી.

૧૧ સારા માલમાં દગો કરીને બીજાને આપવો, ઓછા તોલથી જોખી અથવા તો માપીને આપવું, એ મોટું પાપ છે.

૧૨ કોઇને દગો કરી છેતરવાં નહી, પાપી અને દગાખોરીનું અંતઃકરણ હંમેશાં મેલું હોય છે.

૧૩ પ્રભુ, સ્વાર્થી દગાખોર અને અભિમાનીનો નથી, પણ નિઃસ્વાર્થી નિષ્કપટી અને નમ્રનો છે.

૧૪ પોતાના શેઠ કે ધણી પાસે નમ્રતા અને મીઠાશથી બોલવું, કપટભાવ કદી રાખવો નહિ.

૧૫ ગરીબ, અનાથ તરફ દયાથી જોવું, કોઇને દુઃખ આપવું એ મહાપાપ છે. એ પાપનો બદલો વેલો યા મોડો મળ્યા વગર રહેતો નથી.

---

# પાઠ ૨૩ મો.

## રાજ્યનીતિ સૂત્રો.

( મહાભારત )

૧ રાગ ( પ્રીતિ ) અને દ્વેષનો ત્યાગ કરીને સર્વ ધર્મનું આચરણ કરવું.

૨ આસ્તિક થવું અને સ્નેહ તજવો નહિ એટલે પરલોકની કામના રાખીને સ્નેહ કરવો પણ લોભાદિથી સ્નેહ કરવો નહિ.

૩ દ્રવ્ય ઉપાર્જન કરવું પણ ક્રુર થવું નહિ, એટલે નિર્દય કૃત્ય કરીને ધન મેળવવું નહિ.

૪ ધર્મ અને અર્થનો નાશ કરીને ઈન્દ્રિયો તૃપ્ત કરવી.

૫ મીઠું બોલવું પણ દિનતા રાખવી નહિ,

૬ શૂરા થવું પણ આત્મસ્તુતિ કરવી નહિ.

૭ દાતા થવું પણ કુપાત્રને દાન આપવું નહિ.

૮ બહાદૂર અને દૃઢ થવું પણ નિર્દય થવું નહિ.

૯ સંધી કરવી પણ સજ્જનોની સાથે કરવી.

૧૦ વિગ્રહ કરવો પણ બાંધવો સાથે ન કરવો અર્થાત્ બાંધવો સાથે વૈર ન કરવું.

૧૧ પુષ્કળ ભોજન પદાર્થો આપ્યા વિના અનુચરને મોકલવો નહિ અથવા સ્વામિ ભક્તિ વિનાના અનુચરની કોઇ કામમાં યોજના કરવી નહિ.

૧૨ પોતાનું કાર્ય કરી લેવું પણ કોઇને પીડા કરવી નહિ.
૧૩ પ્રયોજન કહેવું હોય તો સજ્જનપણાની પરીક્ષા કરીને કહેવું પણ અસત્ય પુરૂષને પોતાની ઇચ્છા કહેવી નહિ.
૧૪ ગુણોનું વર્ણન કરવું તો બીજાના ગુણોનું વર્ણન કરવું. પણ પોતાના ગુણોનું વર્ણન કરવું નહિ.
૧૫ લઇ લેવું તો સત્પુરૂષો પાસેથી નહિ. તાત્પર્ય કે સત્પુરૂષોનું કાંઇ હરણ કરવું નહિ.
૧૬ અસત્ પુરૂષોનો આશ્રય કરવો નહિ.
૧૭ તપાસ કર્યા વગર દંડ કરવો નહિ.
૧૮ મંત્ર ( ગુપ્તવાત ) નો પ્રકાશ કરવો નહિ.
૧૯ લોભીઓને આપવું નહિ.
૨૦ અપકાર કરનારાઓ ઉપર વિશ્વાસ રાખવો નહિ.
૨૧ સ્ત્રીનું રક્ષણ કરવું પણ તેની અભિલાષા રાખવી નહિ.
૨૨ શુદ્ધ અને આનંદિત થવું.
૨૩ સ્ત્રીઓની અતિશય સેવા કરવી નહિ.
૨૪ મિષ્ટ પદાર્થો ખાવા, પણ અહિત પદાર્થો ખાવા નહિ.
૨૫ અક્કડપણાનો ત્યાગ કરીને માન્ય પુરૂષોનું પુજન કરવું.
૨૬ કપટ તજીને ગુરૂઓનું સેવન કરવું.
૨૭ દંભ તજીને દેવતાઓનું અર્ચન કરવું.
૨૮ આનંદિત કર્મથી પ્રાપ્ત થનારી લક્ષ્મીની ઇચ્છા કરવી.
૨૯ નમ્રતા ધારણ કરીને સેવા કરવી.
૩૦ સમયને જોઇને ચતુર થવું.
૩૧ ઇતરને ફળ આપીને શાંત કરવો.

૩૨ મહેરબાની કરીને પછી ઠબકો દેવો નહિ.

૩૩ શત્રુના દોષ જાણ્યા વિના (તજવીજ કર્યા વિના) પ્રહાર કરવો નહિ,

૩૪ શત્રુને હણીને શોક કરવો નહિ. પરંતુ શત્રુના બાંધવોના શોકનો નાશ કરવો.

૩૫ કારણ વિના ક્રોધ કરવો નહિ.

૩૬ અપકાર કરનારાઓ ઉપર કોમળ થવું નહિ.

